ग्रंथमाला नं. ६

श्री

# पंचेंद्रिय संवाद.

प्रकट कर्ता:-
मुलचंद कसनदास कापडीआ
संपादक, "दिगंबर जैन"-सुरत.

જદરાળ (પ્રાંતિજ) નિવાસી શેઠ દલુચંદ પાનાચંદના સ્મરણાર્થે તેમના પુત્ર છગનલાલ તરફથી નનાનપુરની પ્રતિષ્ઠાની ખુશાલીમાં "દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને પાંચમા વર્ષની ભેટ

સુરત શ્રી 'જૈન' પ્રિન્ટીંગ વર્ક્સ લીમીટેડમાં
મટુભાઈ ભાઈદાસે છાપ્યુ

ગ્રંથમાળા નં ૬.

॥ श्री परमात्मने नमः ॥

# पंचेंद्रिय संवाद.

શાસ્ત્રાધારથી વાર્તારૂપે લેખક.

જીવણલાલ કસનદાસ કાપડીઆ—સુરત.

પ્રકટકર્તા.

मुलचंद किसनदास कापडीआ

संपादक. "दिगंबर जैन"—सूरत.

આવૃત્તિ ૧ લી                    પ્રત ૧૦૦૦

[illegible] સંવત [illegible]

કિં. રૂ. ૦-૧-૬.

# પ્રસ્તાવના.

પ્રિય વાંચકો ! આપ સમક્ષ આ પંચેંદ્રીય સંવાદ નામનું લઘુ પુસ્તક જે અમારા જયેષ્ઠ બંધુ જીવણલાલ કસનદાસ કાપડીઆ તરફથી **ब्रह्म विलास** ગ્રંથના એક કવિતના આધારથી વાર્તારૂપે નવીન તૈયાર કરવામાં આવ્યું છે તે રજુ કરૂ છું આ લઘુ પણ બોધદાયક રસીલો ગ્રંથ પરિપૂર્ણ ધ્યાનથી વાચીને મનન કરવાથી આ સંસારરૂપી ભટઅટવીમા પ્રબળ રાજ્ય કોનું છે અને કોની જાળમા આ અમુલ્ય આત્મા ફસાઇને કુકૃત્ય કરી દુર્ગતિના દ્વાર પોતપોતાને હાથેજ ખુલ્લાં કરી અધોગતિને પામે છે તે પ્રત્યક્ષ માલમ પડે તેમ છે તેમજ તમારો ખરેખરો હિત શત્રુ કોણ છે, જે આગળ રહી તમને ફસાવે છે તે પણ જાણી શકાશે આ પુસ્તક લખવા માટે સ્નેહીબંધુ જીવણલાલ કસનદાસનો ઉપકાર માની સર્વે વાચકોને આ પુસ્તક શબ્દે શબ્દ વાચી એનો જેમ બને તેમ વધુ ફેલાવો કરવા સુચના કરીએ છીએ. તથાસ્તુ.

જૈન જાતિ સેવક,

વીર સંવત ૨૪૩૭ } મુળચંદ કસનદાસ કાપડીઆ

જેઠ સુદ ૯ } સંપાદક "દિગંબર જૈન"—સુરત.

॥ श्री वीतरागाय नमः ॥

એક સમયે કોઈ એક મોટા અરણ્યને વિષે એક મહા તપસ્વી જ્ઞાન અને ધ્યાનમાં શ્રેષ્ઠ એવા પરમપવિત્ર મુનિમહારાજ આ સંસારમા ભ્રમણ કરતા તથા અથડાતા જીવોને સુમાર્ગે ચલાવવાને માટે ધર્મોપદેશ આપી સંબોધતા હતા તથા મનરૂપી ક્ષેત્રમા જ્ઞાનરૂપી પાણીનું સીંચન કરતા હતા. ત્યાં અનેક સમ્યક્દ્રષ્ટી શ્રાવક, વનમાં વિચરતા અનેક વિદ્યાધરો, તથા બીજા અસંખ્ય સ્ત્રી પુરૂષો, જેમા ધનાઢયો અને ગરીબો સર્વ એકત્ર થયા હતા અને ગુરૂના મુખથી નીકળતી અમુલ્ય અને કલ્યાણકારી જીનવાણી સાભળતા હતા.

પ્રસંગોપાત પંચઇન્દ્રિનું સ્વરૂપ અને તેની દુષ્ટતા ઉપર વિવેચન ચાલવા માંડ્યું મુનિ મહારાજ કહે !

આ શરીરને વિષે સદા નિવાસ કરતી પાંચ ઇન્દ્રિઓ એવી દુષ્ટ છે કે જેમ સર્પને દુધ પાઇને ઉછેરીએ, છતાં તે કરડે છે તેમ એને જેમ જેમ ખવાડી પીવાડી રૂષ્ટ પુષ્ટ બનાવશો, તેમ તેમ એ તમોને વધારે દુઃખ આપી વધારે અથડામણમાં નાંખશે.

આ વખતે કોઇ એક વિદ્યાધર ઇન્દ્રિઓનો પક્ષ કરીને વકીલની માફક સવાલ કરવા લાગ્યો કે, હે સ્વામિ ! હમો દુષ્ટ અને અધમ કેમ છીએ ? હમારી મદદથી તો આ ચેતન તથા સંસારરૂપી વહાણ ચાલે છે. અને હમારા વડે તો અનેક જાતના જપ, તપ, સંયમ, દયા, ધન, ધર્મ ક્રિયા વગેરે પળાય છે. હમારા વિના એક પણ કાર્ય થઇ શકતું નથી, પણ જે જીવ રાગી, દ્વેષી, ક્રોધી, લોભી હોય છે તે હમોને વિના કારણે દોષ આપે છે ને વગોવે છે, તેથી હે પ્રભુ ! હમારો ઈન્સાફ કરો કે હમોને કોઈ ખોટો આરોપ મુકે નહીં. હમો પાંચે તો પ્રત્યક્ષ રીતે તીર્થંકર કરતાં પણ શ્રેષ્ઠ છીએ ! કેમકે હમારી મદદ વિના તીર્થંકરો પણ પોતાના આત્માનું મુળ સ્વરૂપ સમજી પરિણામ નિર્મળ કરી શુદ્ધ ચારિત્ર પાળી કેવી રીતે મુક્તિ મેળવતે ? અને કેવી રીતે પુંઠે પડેલા કર્મરૂપી શત્રુઓનો નાશ કરતે ? હમારા વિના તો એક ક્ષણ પણ ચાલે તેવુ નથી.

મુનિરાજ–તમો પાંચ છો અને બધા સાથે વિવાદ

કરો અને બડાઇ મારો, તેમાં કાંઈ નિરાકરણ થાય નહીં, માટે તમારામાં મુખ્ય સરદાર કોણ છે અને કોની મદદ વડે આ ચેતન વધારે સુખી થાય છે તેનું વિવેચન કરો અને વારાફરતી બધાનું સાંભળીને તમારી શ્રેષ્ઠતાનું સમતોલ થશે.

આ સાંભળી પાચે (નાશિકા, કાન, આંખ, મુખ, સ્પર્શ) ઇંદ્રિઓ માંહોમાંહે આથડવા લાગી. નાશિકા કહે હું મોટી, કર્ણેંદ્રી કહે હું મોટી, તો વળી સ્પર્શેંદ્રી કહે હું; એ પ્રમાણે થોડીવાર તકરાર કરી આખરે કાંઈ પણ નિર્ણય પર નહીં આવ્યા, ત્યારે પ્રથમ નાશિકા (નાક) ઇન્દ્રિએ આગળ થઇ પોતાની બડાઇનું કથન કરવાનું શરૂ કર્યું.

નાશિકા—હે સ્વામિ! હું સર્વથી વધારે સામર્થવાન છું. મારાથી મોટું કોઈ નથી. આ જગતને વીષે અને ત્રણલોકમા જેને નાક નથી તે નકામો છે ત્રણલોકનું રક્ષણ કરવાનું મારા હાથમા છે. નાક રહ્યાથીજ જગતમાં સર્વ રહ્યું છે અને નાક ગયાથી સર્વ ગયું છે. મારા બરાબર સૃષ્ટિમા બીજું કંઇ મોટું કહેવાતું નથી. પ્રથમ ચેહેરાપરજ નજર કરો તો માલમ પડશે કે નાકજ એક સુંદર આકૃતિદાર છે, તથા મહા શોભાયમાન છે અને એના ઉપરજ લોકો મોહિત થાય છે કોઇને પણ મસ્તક નમાવતા પ્રથમ નાક આગળ નમે છે. જગત્‌ના નાથ વીતરાગ ભગવાનને

નમસ્કાર કરવામાં પણ હું જ પ્રથમ નમું છું. આંખ અને મુખના મધ્યમા એક તિલકરૂપ પણ હુ જ બીરાજુ છુ.

હે પ્રભુ! હજી પણ મારૂં પરાક્રમ સાંભળો. નાક રહેવાથી લોકમાં ઇજ્જત રહે છે અને નાક ગયાથી ઇજ્જત, આબરૂ સર્વ નિષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે. નાક રાખવાને માટે મહાબળવાન બાહુબળી સ્વામીએ દેશ તજીને દિક્ષા ગ્રહણ કરી, પણ ચક્રવર્તિ ભરતને નમ્યા નહીં. નાક રાખવાને માટે રામચંદ્રજીએ યુદ્ધ કરીને મહામહેનતે સીતાને પાછી મેળવી નાક રાખવાને માટે બળીએ સયમ ધારણ કર્યું નાક રાખવાને માટે સીતા જેવી મહાસતીએ અગ્નિકુડમા પ્રવેશ કર્યો અને દેવતાઓએ સતીનું નાક રાખવા માટે સિંહાસન રચ્યુ તેના ઉપર જઇને સીતા બેઠી અને ત્યાર પછી સસાર ત્યાગ કર્યો દશાર્ણભદ્ર મહામુનિએ નાક રાખવા માટે વ્રત લીધુ અને વ્રતના પ્રભાવે ઇંદ્ર પણ સર્વ માન મુકીને ચરણે આવીને નમ્યા સગરે મનમા કપટ રાખીને દિક્ષા લીધી કે પાછળથી વિદ્યા સિદ્ધ થયે છોડી દઇશ, પણ નાક રાખવા માટે ઇજ્જતથી ડરીને ફરીથી આ અસાર સસારમા આવવાની અભિલાષા કીધી નહીં શ્રેણીક રાજાનો મહાપરાક્રમી બેટો અભયકુંવર કે જે હમેશા પિતાની આજ્ઞાનુ પ.-ળન કરતો હતો, પણ એક વખત ફક્ત હુંકારા માત્રથી નાકને માટે તેમણે તતક્ષણ ( તેજ વખત ) દિક્ષા ગ્રહણ કીધી હતી

હે સ્વામિ ! હજી એવા દાખલા ઘણા છે, પણ ટુંકામાં કહું છું કે આ જગત્‌માં જેજે જીવો આ સંસારરૂપી સમુદ્ર તરીને પાર ઉતર્યા છે એટલે શીવસંપત્તિ પામ્યા છે તેઓ સર્વે નાકના પ્રસાદથીજ પામ્યા છે. આ સંસારમા જેજે સુખ ભોગવે છે તે મારા આસરાથીજ છે

જાત જાતના સુગંધિત વૃક્ષો આ પૃથ્વી તળને વિષે ઉત્પન્ન થાય છે, તે સર્વેનો ઉપભોગ હુંજ કરૂં છું. અત્તર તેલ પુલેલ, ચંદન વીગેરેનો ખપ મારે માટેજ થાય છે વળી દુર્ગંધ એટલે ખરાબ હવાની ખબર મનુષ્યોને જણાવી તેનાથી દુર રાખી હું સુખી કરૂ છુ મહાન તીર્થંકર જેવા ત્રીભુવન ધણીના શરીરમા પણ હુંજ વાસો કરૂં છુ. અને તેમને અર્પણ થતા અગર, લોબાન, ધુપ, વગેરેનો ભોગ હુંજ કરૂં છુ આવા આવા મારામાં અનેક મહાન ગુણો છે વળી હું સર્વને આનંદી અને સુખી રાખું છુ

નાકના આવા આવા બડાઈના વખાણ સાભળીને કાનનો મગજ ઠેકાણે રહ્યા નહિં તે તરતજ ઉઠીને કાન ફફડાવતો ફુલાઈને કહેવા લાગ્યો

કાન–હે નાક ! ! મફતનુ શું અભિમાન કરી રહ્યા છે ? અને બડાઈના બેઢબ બાંકા ફુંકી રહ્યા છે ? જે નોકરો હોય તેજ આગળ આગળ ચાલે છે અને તેથી કાંઈ તે રાજા કહેવાતા નથી. તું તો મલીન પદાર્થ નીકળવાનું

શરીરનું એક દ્વાર છે. તારામાંથી અતી દુર્ગંધમય લીંટ (શ્લેષ્મ) તથા મલીન પાણી જેવો પદાર્થ હમેંશાં ઝરે છે તથા ગુંગાથી પુરાયલો એવો અતિ ગંદો છે, છતા તું આવું નકામું ગુમાન કરતા જરા શરમાતો નથી ? તારી છીંક જેટલા લોકો સાંભળે છે તે અપશુકન ગણે છે અને કાંઇ પણ ઉત્તમ કાર્ય તે વખતે કરતા નથી અને તારી દુર્ગંધ દેખીને લોકો દુર ખસે છે, તોપણ તને લાજ આવતી નથી ? બળદ, ઉંટ, સ્ત્રીઓ વગેરે કેટલાકોએ તો તને છેદી નાખેલો હોય છે, તોપણ તું હજી ખેદ પામતો નથી ?

મારામા કેટલા સારા ગુણો છે તે તું સાંભળશે ત્યારે તને માલમ પડશે કે તારા કરતા હું કેટલો ઉપયોગી તથા લોકોને કલ્યાણ કર્તા છું

પ્રથમ તો સર્વથી શ્રેષ્ઠ જીનવાણીં શ્રવણ કરવાને માટે હુંજ બાહ્ય ઉપયોગી છું અને જીનવાણીના શ્રવણથી આ જીવને ધર્મની રૂચિ થવાથી સમ્યક્દર્શન પ્રાપ્ત થાય છે અને અનુક્રમે જ્ઞાન થઈ મોક્ષ પણ મેળવે છે.

વળી કાનમા ઝગઝગ કરતા હીરા, માણેક, નીલમ, મોતી. સુવર્ણના કુંડલો વગેરે કેટલાકો પહેરે છે તેથી તેઓ સુ-શોભીત દેખાય છે સ્ત્રીઓ પણ અનેક જાતનાં આભુષણ કાનમા ધારણ કરે છે અને તેથી વિશેષ સુંદરતા દેખાય છે.

સંગીત શ્રવણ કરવા માટે હું બહુ શોખીન છું. સા-

તે સુરની પરિક્ષા કરૂં છું, સાંભળું છું અને તેના મધુર અવાજથી જીવને આનંદ પમાડું છું તથા કેટલાકોને સંગીત વડે આજીવિકા પણ મેળવી આપું છું.

કાનથી ધર્મબોધ સાંભળવાથી શ્રાવકપણું પ્રાપ્ત થાય છે. કાનથી ધર્મબોધ સાંભળવાથી મુનિરાજ પણ થઈ શકાય છે. કાનથી સાભળવાથી ગુણ અવગુણની પરિક્ષા થઇ શકે છે- મારી સાથે તકોબરી કરીને કોણ બરાબર થઇ શકવાનું છે? હું સર્વે ઇન્દ્રીમાં મોટો સરદાર જેવો છું. વળી ચેહેરાની આજુબાજુ શણગારરૂપ પણ હુંજ છું.

વળી કાનથી છ દ્રવ્યના ગુણનું યથાર્થ સ્વરૂપ સાંભળવાથી સર્વ બાબતમાં વિચારવાન થવાય છે. શ્રાવક, શ્રાવિકા, મુનિ, આજ્કા (ચતુવધ સંઘ) સઘળા જે ભવસાગર તરી જાય છે તે કાનથી જીનવાણી સાંભળવાથીજ તરે છે, અને ખરેખરૂં આત્મિક સુખ ભોગવી પરમપદ (મોક્ષ) પામે છે.

દ્વાદશાગ જીનવાણીનું શ્રવણ કરાવનાર મહાન ગણધર ગુરૂ પણ કાનથી દિવ્ય ધ્વનિ સાભળ્યા પછીજ તેનો યથાર્થ અર્થ સુત્રરૂપે સંઘને સંભળાવવાને ભાગ્યશાળી થાય છે અને કાનથી સાંભળેલાં સુત્રો સર્વ યાદ રહે છે.

ભરત ચક્રવર્તિએ કાનથી સાંભળ્યું કે રીખવદેવ (વૃષભનાથ) સ્વામિને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું એવું જાણ્યું એટલે અપૂર્વ હર્ષથી મહોત્સવ કર્યો અને પ્રભુને

વંદના કરવા ગયા અને પુણ્યોપાર્જન કર્યું અને તેથી ઉચ્ચ ગતિ પામ્યા.

ધન્નાશા શેઠ એક વખતે કઠોર વચન સાંભળવાથી રાજ્યપાટ, મેહેલ, બગીચા, કુટુંબ, પરિવાર સર્વ ત્યાગ કરીને વનમાં જઇને દિક્ષા ગ્રહણ કરી હતી અને મહાન્ તપશ્ચર્યા કરી પરમ પદને પામ્યા હતા.

શ્રેણીક રાજાએ મુનિને મોઢેથી પોતાના પૂર્વ ભવનું કથન યથાર્થ સાંભળ્યું હતું અને તેથી તેમને વૈરાગ્ય ઉત્પન થયું. અને ક્ષાયક સમ્યકત્વ ધારણ કર્યું હતું. જેથી આ સંસારરૂપી ભવોદધિ તરવા ભાગ્યશાળી થયા

નેમનાથ સ્વામીએ લગ્ન સમયે ચોરી પાસે બાંધેલા પશુ પક્ષીઓનો કરૂણાજનક પોકાર સાભળીને સંસાર ત્યાગ કરી દિક્ષા ગ્રહણ કરી અને તપશ્ચર્યા તથા સંયમનું પાલન કરી મોક્ષને પામ્યા.

પાર્શ્વનાથના મુખથી નવકાર મંત્રનુ શ્રવણ કરવાથી નાગ નાગણનુ જોડું અધોગતિમાથી ઉગરીને ધરણેંદ્ર અને પદ્માવતી ઉત્પન્ન થયા અને પરમ પુજનિક થયા મહા પાપી અંજનચોર કે જે ધર્મ શું તે કશું પણ સમજતો નહોતો, પરંતુ તેણે પણ એક વખત સાભળેલા નવકાર મંત્રને યાદ ન રહેવાથી શ્રેષ્ઠી વચન પ્રમાણ એમ કહી સીકું કાપી નાંખ્યું. તોપણ પૂર્ણ શ્રદ્ધાથી તરત મોક્ષને પામ્યો.

ચારૂદત્તે બકરાને નવકારમંત્રનું શ્રવણ મરણ સમયે કરાવ્યું, તેના પ્રસાદથી સ્વર્ગમાં દેવ ઉત્પન્ન થયો. વળી હાથીણીનો જીવ નવકારમંત્રના શ્રવણથી સીતાસતી ઉત્પન થઇ. એવા એવા અનેક મહાન્ ગુણો મારામા છે કે જેનો કેહેતાં પાર આવે એમ નથી. કાન વિના વિદ્યા પ્રાપ્ત થઇ શકતી નથી, જીનવાણી સાંભળીશકાતી નથી, અને તેથી કાન વિના સદ્ગતી પણ થઇ શકતી નથી. અરે ! હજી વધારે આગળ પડીને કહું તો અનેક મોટા મોટા રાજા, ચક્રવર્તિ, વિદ્યાધરો વીગેરે મહાન સંપત્તિના ધારણ કરવા વાળાઓ કાનથી ધર્મબોધ શ્રવણ કરવાથી સર્વસ્વ તજી દઇ વૈરાગ્યને ભજી લઇ કેવળ જ્ઞાન ઉપાર્જન કરી મોક્ષરૂપી લક્ષ્મીને વર્યા છે મારી સાથે તકોબરી કરવામા તમો કોઇ ફાવો તેમ નથી કેમકે હુ તમોમાથી અત્યંત વધારે શ્રેષ્ટત ધરાવું છું નાક અને આખ વિના તો ચાલી શકે, પણ મારા વિના તો એક ક્ષણ પણ ચાલે તેમ નથીજ

કાનના તથા નાકના આવાં આપબડાઇના વિવેચન સાંભળી આંખનો મીજાજ હાથથી ગયો તે લાલ વિકાળ બની ગઇ અને ગુસ્સાના આવેશમાં આવી કાનને કહેવ લાગી કે—

આંખ—હે અહંકારમા છલકાઈ મલકાઇ જતા કાન !! તું આવું મિથ્યા ગુમાન શું કરી રહયો છે ? તુ હંમેશા

મેલથી પુરાયલો મહામલીન રહે છે તથા શરીરનું મલીન પદાર્થ વહેવાનું તું પણ એક દ્વાર છે. હંમેશાં લોકોની સારી, નઠારી, ગુપ્ત અને જાહેર વાતો સાંભળતો રહે છે અને તેથી ઘણી વખતે ઘણા વખતનો અને ઘણી મહેનતે બંધાયલો ગાઢ પ્રેમ (સ્નેહ) તુરત તોડી નાંખે છે તારા જેવો દુષ્ટ બીજો કોઇ નથી. તેં એવી દેહ ધારણ કરી છે કે હંમેશા બીજાની વાતો સાભળવામા તારૂં ચિત્ત પ્રેરાયલું રહે છે જરા કોઈનું દુષ્ટ વચન સાંભળ્યું કે તરત મહા ક્રોધ ઉત્પન્ન થઈ જાય છે અને તારા આશ્રયથી જીવ બહુ બહુ પ્રકારે દુખી થઈ નર્કમા જઇને પડે છે

વળી મનુષ્યો તો તને પ્રથમથીજ વીધી નાખે છે અને સ્ત્રીઓ તો બબે ચાર ચાર છેદ પાડે છે, તોપણ તને જરા લજ્જા આવતી નથી અને આટલું ગાડાં ભરીને અભિમાન કરી રહ્યા છે તારૂં મન સંગીત સાંભળવામા બહુ ચોંટેલુ રહે છે અને તેથી ઘણી વખતે વિકારયુકત સંગીત સાંભળી પાપનો બંધ કરે છે. એવા એવા તો તારામા ઘણા દોષ છે

કાનની સાંભળેલી ખરી વાતો પણ ઘણી વખતે ખોટી થઇ જાય છે, પણ આંખથી પ્રત્યક્ષ જોયેલી વાતમાં કદાપિ ફેર પડતો નથી અને હીંમતથી તેજ વાત બીજાને કહી શકાય છે

આંખોવડેજ તિર્થંકરનું સ્વરૂપ નિહાળી શકાય છે અને સ્વરૂપને પૂર્ણપણે જાણીને હૃદયમાં અસખ્ય અને અવર્ણનીય સુખ પેદા થાય છે. તે જે નજરથી જુએ છે તેજ જાણે છે. બીજાને તેનું ભાન લેશ માત્ર પણ થતુ નથી. આંખવડેજ લાખો જીવોની રક્ષા કરવાનું બની શકે છે અને તેથી અદ્વીતીય પુણ્ય ઉપાર્જન થાય છે આખના પ્રસાદથીજ આ સંસારમાં દરેક સુખી છે.

આખથીજ માતા, પિતા, બેહેન, ભાઈ, છોકરો, છોકરી, સગાં, સ્નેહી, મિત્ર, શત્રુ વીગેરે જોઈ શકાય છે આંખોવડેજ દેવ, શાસ્ત્ર, ગુરૂ અને મુનિ, શ્રાવિકાના દર્શન થાય છે, અને આખથીજ આ જગતમા વિખ્યાતી મળે છે. વળી આંખનીજ મદદથી દિવસનો પ્રકાશ અને રાત્રિનો અંધકાર માલમ પડે છે અને દરેક ચીજ નજરે જોવાથી સારી, નઠારી, કોહેલી, સડેલી, કાચી, પાકી વીગેરે જાણી શકાય છે.

વળી મારી સહાયતાથી પ્રતિમાના દર્શન કરય છે અને તેથી વીતરાગમય સ્વરૂપ નીહાળીને પોતાના ચિદ્રુપ સ્વરૂપનું ભાન થાય છે અને સસારની અસારતા ઉપર વિચાર દોડે છે

અનેક મહાન સિદ્ધાતો અને સુત્રો, ગ્રથો અને પંથો જે મહાત્મા પ્રભુએ વર્ણવેલા છે અને જેનો સપૂર્ણ જેટે

મનથી સાચવટ કરી સંગ્રહ કરેલો છે એવા મહાન્ સરસ્વતી ભંડારો પણ મારાવડેજ જોઈ અને જાણી શકાય છે. તીર્થંકરો અને કેવળી ભગવાનની સમવસરણની વિભૂતિ (અવર્ણનીય રચના) જોવાને મારાવડેજ ભાગ્યશાળી થવાય છે અને તેથી અદ્વિતીય હર્ષ પેદા થાય છે તથા દર્શન ફળે કરીને કર્મનો ક્ષય થઈને ઉંચ ગોત્રનો બંધ થાય છે.

મોટા મોટાં ભવ્ય અને મનોહર શિલ્પ કામના ભંડારો જેવા મંદિરો અને ચિત્તાકર્ષક પ્રતિમાઓ નજરે જોવાથીજ જીવન સફળ થાય છે વધારે શું કહું ! જેને આંખ નથી તેનું જીવ્યું તે ન જીવ્યા બરાબર છે અને તેની સ્થિતિ એક કેદી સમાન છે મુનિઓ, ત્યાગીઓ, સાધુઓ અને સમ્યકત્વીઓ જમીન ઉપર વિહાર કરે છે ત્યારે ઈર્યાસમિતિ (શુદ્ધ જમીન જીવ જંતુ રહિત) જોઈને પગ મુકે છે તેથી પુણ્યનો બંધ થાય છે ને ધર્મ બચવાય છે તથા શીવસુખ પામે છે

રાવણ રાજાએ આંખથી જીનબિંબ જોઈનેજ શુદ્ધ સમ્યકીત ધારણ કર્યું હતું અને તેથી તીર્થંકર ગોત્ર બાંધ્યું હતું. ચારે દિશાએ રહેલી અસંખ્ય વસ્તુઓ આંખથી જોવાથી મનનો ભાવ બદલાય છે અને શુદ્ધ ભાવથી જોવાથી આ ભવરૂપી સમુદ્ર તરી જવાને બની શકે છે

શ્રેયાંસકુમારે પૂર્વ ભવને વિષે મુનિને આહાર આપતાં

એક સમયે જોયું હતું અને તે ક્રિયાએ કરીને આ ભવને વિષે સંસાર તરી ગયા.

એક સમયે દેડકાએ ગામ જનોને મુનિને વંદના કરવા જતા જોઇને પોતાનો પણ ભાવ થવાથી મુખમાં ફુળ ગ્રહણ કરીને વંદના કરવા જવા નીકળ્યો, પણ રસ્તા મા હાથીના પગ નીચે કચડાઇ જવાથી મૃત્યુ વશ થયો, પણ દર્શન ભાવના ફળથી તુર્ત દેવગતિને પામ્યો.

વાઘિણીએ સાધુને જોવાથી પૂર્વ ભવનું જાતિ સ્મરણ થઇ આવ્યું, તેથી હિંસા છોડીને દેહ ત્યાગ કર્યો; જેથી ઉંચ્ચ ગતિને પામી.

પાડવોએ યુદ્ધ કરતાં કરતા યુદ્ધને નિરર્થક (હિંસક) જોઇને રાજ્ય તજીને દિક્ષા ગ્રહણ કરી, જેથી તત્કાળ મોક્ષ ગતિને પામ્યા એ પ્રમાણે કેટલાક મોટા મોટા રાજા મહારાજાઓ તથા અસખ્ય રૂદ્ધિના ધારક શ્રેષ્ટી શાલી ભદ્ર, શ્રેણીક, સુકુમાલ વગેરે સસારની અસારતા નજરે જોવાથી દિક્ષા ગ્રહણ કરી મોક્ષ સુખને પામ્યા છે.

વળી કેટલાકો તો સફેદ વાળ મસ્તકમા જોવાથી હવે કાળ રૂપી રાક્ષસ નજીક આવે છે એમ જાણી સાવચેત થઇ સંસારથી વિરક્તતા મેળવી જીવન સફળ કરી સિદ્ધ ગતિને પામ્યા છે.

વળી કેટલાકો તો મેઘપટલ ( વાદળાઓનો સમુહ ) વીખેરાઇ જતો જોઇને તથા મેઘધનુષની સુદરતા અવલોકી તે ક્ષણવારમાં નાશ થતી જોઇને સંસારની ચપળતા પણ તેવીજ ક્ષણીક સુખ આપનારી છે એમ જાણીને આ સં. સારરૂપી ભયાનક જાળમાથી છુટા થઈ વૈરાગ્ય ધારણ કરી જીવન સફળ કરી શીવપુરમા વાસ કરવા સિધાર્યા છે. અરે!! હજી કેટલા દાખલા આપું ? જે જે અસંખ્યાત જીવો આ સંસાર તરી ગયા છે, તે મારીજ સહાયતા વડે તર્યા છે અને ચોર્યાશી લક્ષ જીવયોનિના ફેરાવામાંથી બચીને મોક્ષ રૂપી નારીને વર્યા છે, માટે મારા સમાન શ્રેષ્ઠ બીજું કોઇ નથી એમ ખાત્રીથી હું કહું છું.

કાન, નાક તથા આંખના આવા આવાં લાંબા પાર વિનાના બેડસાઇના ભાષણો સાંભળીને જીભનું એકદમ પાકી આવ્યું અને ગુસ્સાના આવેશમા આવી લુલીબાઈ લપલપ કરતી બોલવા લાગી કે—

જીભ—હે અહંકારના આડબરમાં ઉભરાઈ જતી આખ!! આપબડાઇના ગાડે ગાડાં ખાલી કરી નાખ્યા, તોપણ હજી થાકતી નથી ? નકામો ગર્વ કરી પુલાઇને રાજી રાજી થાય છે, પણ ખબર નથી કે પોતાના દોષ પોતાને દેખાતા નથી જેમ આયનાની મદદ વડે પોતાનો બેડોલ યા સારો ચેહરો નજરે પડે છે તેમ બીજા વખાણ કરે ત્યારેજ ખરી કસોટી થયેલી ગણાય. અરે! તારામા તો અવગુણના અને કપટજાળના

ઢગેઢગ ભરેલા છે. તને હમેશાં કાજળે કરીને કાળી બનાવે છે એજ તારી હલકાઈનું પ્રથમ દ્રષ્ટાંત છે, તોપણ તને જરા શરમ નથી ?

વળી કાયર બનીને ડરપોકની માફક હમેશાં ડર્યા કરે છે અને જરાપણ ધીરજ તને રહેતી નથી જરા કોઈ તારા સામું આંગળી કરે કે તરત બધ થઈ જવું પડે વાત કરતા કરતાંમા કે જરાક ઓછું અટકું પડતાની મા થેજ રડી દે છે અને ખાણા પાણીની નહિ વહેતાં છે, તોપણ હજી ગર્વ કરીને શુ બોલે છે?

સારી સારી સુદર દેખાતી વસ્તુઓમા, સુદર સ્વરૂપ વાન સ્ત્રીઓમા પુરૂષોની નજર અને સાદર્યવાન પુરૂષો ઉપર સ્ત્રીઓની દ્રષ્ટી, કે જે કુદ્રષ્ટીના પ્રતાપવડે કરીને આ ચિ-દ્રુપ એટલે આત્મા અત્યત દુખ પામે છે અને પરિણામે નર્કગામી થાય છે

વિનાશી વસ્તુઓને જોઈને પણ બહુ બહુ રીતે લલચા ય છે કામવિકારોના અગો નિહાળીને કુવિચારોના સમુદ્ર માં ગોથા ખાય છે અને ધાર્યું કૂવામા જાય છે અને પાપના પોટલા બધાય છે આવા પારાવનાના દોષો તારામા છે કે જેનો કહેતા પાર આવે તેમ નથી નાક, કાન અને આખ વિના તો ચાલી પણ શકે પરતુ મારા વિના તો જ-રા પણ ચાલેજ નહી

મારાવડે તો આ સર્વત્ર સંસાર, કે જેમાં દેવ, મનુષ્ય, તિર્યંચ, કે નર્કગામી સર્વ જીવોનો સમાવેશ થાય છે તેઓ જીવે છે અને સુખચેન કરે છે. છ પ્રકારનો રસ (ખાટો, ખારો, તીખો, મીઠો, કડવો, કસાયલો) તથા સેકેલી કે પકાવેલી સર્વ ખોરાકીનો સ્વાદ મારાવડેજ જણાય છે તથા પરિવારનું પાલન હુજ કરૂં છું. હુ જો એક દિવસ ખોરાક નહિ લઉ, તો સર્વ ઈન્દ્રીઓ શિથીલ થઈ જાય, અને થોડાક દિવસ બંધ કરૂં તો આખ પણ ખુલવાને અશકત થઈ જાય કાન વચન સાંભળવાને બંધ ગાર થઈ જાય, નાક દમ લેવાને નાચાર બની જાય અને આ અંતરમા રહેલો આત્મા પણ ચૈન બેચૈન થઈ જાય અને અંતે તમો સર્વ હાર ખાઈ કાળને શરણ જઇ પડો. જીભવડેજ મંત્ર, તંત્ર, સુત્ર, શ્લોક વીગેરેનું અધ્યયન થઈ શકે છે અને શુદ્ધ મંત્રોચ્ચાર થવાથીજ સુરનર અને કિન્નરો પણ આવીને ખડા થાય છે જીભની મદદવડેજ અને મીઠા વાકયોથી દુશ્મનો પણ વશ થઇ દાસ બની સેવા કરતા થઈ જાય છે જીભવડેજ આ જગતમાં સર્વ જીવો જીનેશ્વરનુ પવિત્ર નામ જપી શકે છે અને તેના ફળથીજ અવિનાશીક સુખ પ્રાપ્ત કરીને મોક્ષ ગતિ પામવાનેલાયક બને છે.

જીનવાણીના દ્વાદશાંગ સુત્રોનું વર્ણન જુદી જુદી

રસીલી ભાષામાં તથા યથાર્થ વિસ્તારપૂર્વક વિવેચન કરી સુત્રોની સમજણ જીભવડેજ આપી શકાય છે અને તેથી મુઢ મનુષ્યો પણ સજ્જન અને ધર્મસ્નેહી બની જન્મ સફળ કરે છે.

જીભના મીઠા ઉપદેશથી અને વાક્યોથી અવિચારી દુર્જનો પણ શુભ માર્ગે લાગે છે અને ખોટી રીતે કર્મ બંધ કરતાં અટકે છે.

મારા જેવી કળા ચાતુર્યતા બીજા કોઈમાં નથી, મારી આગળ નાક, કાન અને આંખની તુલના કરવીજ નકામી છે

જીભથીજ જીત મેળવાય છે. જીભથીજ સર્વની હાર થાય છે અને જીભવડેજ સર્વ જીવોનો ઉપકાર થઈ શકે છે.

જીભના પ્રસાદથીજ મહાન વિદ્યાનાધારક ગણધરોએ ભવ્ય જીવોને અમુલ્ય જીનવાણી શ્રવણ કરાવી સંબોધ્યા અને મોક્ષરૂપી મેહેલમા જવાનો રસ્તો બતાવ્યો, જેના ફળથી અનેક જીવો કર્મરૂપી શત્રુનો ક્ષય કરીને શીવપુરમાં હંમેશાને માટે વાસ કરવા ગયા. જીભવડેજ સમ્યકત્વ ગ્રહણ કરાય છે અને સર્વથી પ્રધાન પદવી જે મુનિ, આચાર્ય અને ઉપાધ્યાય ગુરૂની ગણાય છે તે મેળવી શકાય છે.

મથુરા નગરીમાં જંબુકુમારને વૈરાગ્ય ઉત્પન્ન થયું

અને દિક્ષા લેવા તત્પર થયા, પરંતુ એમના પરિવાર જ નોએ અટકાવ્યા કે "હજી આપની બાળ અવસ્થા છે અને દિક્ષા લઇ તપશ્ચર્યા કરવી બહુ કઠણ છે, માટે હાલમાં થોડો વખત સુખચેનથી રહો," પરંતુ જંબુકુમારે એ વાત માન્ય કરી નહીં અને ઉલટા પોતાના પરિવારને જીભવડે ધર્મરૂપી અમૃત વાણીનું પાન કરાવીને પ્રતિબોધ્યા.

બાલ અને મહાબાલ મુનિ કે જેઓ ઉત્કૃષ્ઠ તપશ્ચર્ય કરીને અષ્ટાપદ પર્વત ઉપરથી મુક્તિ મેળવી ગયા છે તેઓએ જીભવડેજ અનેક ગ્રંથોનું અધ્યયન કરીને જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

હૃદયને વિષે ઉત્પન્ન થયેલી અનેક ગુંચવણોનો નિકાલ જીભ વડે પ્રશ્ન કરવાથી થઈ જાય છે. જીનવાણી શ્રવણ કરતા કેટલીક વખતે કઠણ બાબતો કે જે સમજવામાં નહીં આવે, પરંતુ પ્રશ્ન વડે તેનું સમાધાન થઇ જાય છે અને ભ્રમણામાં ભુલાયલું મન સરળ માર્ગે દોરાય છે તથા પ્રકટ રીતે પરમાત્માને સ્હાય છે.

ત્રણ લોકને વિષે પ્રાણીયોથી જે જે અપરાધો થાય છે તેની ક્ષમા જીહવડેજ માગી શકાય છે. સામાયિક, પ્રતિક્રમણ, સિઝ્ઝાય વગેરે ક્રિયા જીભની મદદથીજ થઈ શકે છે.

સાત પ્રકારના સુરના ગાયનો, લાવણી, વિનતિ, ગરબા,

છંદ દોહરા, છાપા વગેરે કે જે આત્માને તથા મનને આનંદીત કરે છે તે સર્વ જીભથીજ બોલી શકાય છે. નામ, ઠામ, ગામ, ધર્મ, ન્યાત વિગેરે જીભથીજ જણાવી શકાય છે. કોઇ પ્રશ્ન કરે તેનો ઉત્તર જીભજ આપે છે. જીભવડેજ યશ મેળવાય છે. જે જે જીવો મુક્તિ પામ્યા છે તે સર્વ જીભની મદદથીજ પામ્યા છે. જીભ સમાન ઉપયોગી બીજી કોઇ ઇન્દ્રી છેજ નહીં, એમ હું ખાત્રીથી કહેવાને હિંમ્મત કરૂ છું. અનાદિકાળથી સિદ્ધ વાત છે કે મારા વિના જરા પણ ચાલેજ નહી. મારા વિના સંસારમા રહેલા જીવો અકળાઇ ગુંચવાઇને મુકાઇ ચળવાઇ જાય, પણ મનનો ગુંચવાડો કદિ ખુલ્લો થાય નહીં. મારાવડે અનેક જીવોને નવકાર મંત્રનું શ્રવણ કરાવી અંત સમયે દુર્ગતિમા જતા બચાવ્યા છે. ચાડાળ, ભિલ, પારધી, અંજનચોર, દુર્ગંધા, સર્પ, હાથીણી, શ્વાન, મેંડક, વિગેરે કે જેઓએ આખી જીંદગી પાપાચરણમાં પૂર્ણ કરી હતી, તેઓ પણ જીભના પ્રતાપથીજ પરમઉપકારી સિદ્ધ મંત્રનું શ્રવણ કરી ઉંચગતિને પામ્યા છે.

રસનાઇંદ્રિના લાંબા વિવેચનો, દષ્ટાંતો અને ટાહેલાં સાભળી સ્પર્શેંદ્રિથી હવે છાનામાના બેસી રહેવાયું નહિં, તેના શરીરમાંનું લોહી એકદમ ઉછાળા મારવા લાગ્યું, પારકી બડાઇ સાંખી શકાઈ નહિં, રૂવેરૂવાં ઉભા થઇ ગયાં અને ભવાં ચઢાવી આગળ આવી કહેવા લાગી કે—

સ્પર્શેન્દ્રિ–હે મિથ્યા અભિમાનના આડંબરમાં ગોથાં ખાતી જીભ ! ! આટલો બધો ગર્વ શું કરી રહી છે? તને ખબર નથી કે તું ક્ષણે ક્ષણે જુઠું બોલે છે? તને લોકો જુઠી કહીને હંમેશાં બોલાવે છે, તોપણ તને જરા શરમ નથી ? વાત કરતા કરતામાં તું કર્કશ, કઠોર, અપ્રિય અને ભાડ વચનો બોલે છે કે જેના પ્રતાપથી મહા કલેશ ઉત્પન્ન થાય છે. ઘણા વખતનો બંધાયલો ગાઢ પ્રેમ એક દુર્વચન માત્રથીજ તુટી જાય છે. તારા દુર્વચનરૂપી પ્રસાદથી મોટા મોટા રાજાઓ પણ ચીલ્લાઇ ચીલ્લાઈને મરી ગયા છે.

તારા એક ક્ષણીક સ્વાદને માટે અનેક જાતના આરંભો જીંહ્વાલોલુપી જીવો કરે છે, અનેક વૃક્ષો કાપે છે, ઉખેડે છે અને નાશ કરે છે. જીવહિંસાના દોષવાળી પારવિનાની અભક્ષ ચીજો સ્વાહા કરી જાય છે, તોપણ તને તૃપ્તિ થતી નથી. તારામાં અવગુણ એટલા છે કે તેનો કહેતાં પાર આવે તેમ નથી. અરે ! ! તારી સંગતિવાળાઓનો કેટલીક વખતે શિરચ્છેદ થતા પણ વાર લાગતી નથી. તું ચોરી કરાવે છે, એંઠું ખવાડે છે અને વખતે માર પણ ખવાડે છે.

ખોટા ખોટા ભાષણો તું કરે છે. ખોટા શાસ્ત્રો અને ગ્રંથો વાંચે છે તથા ભણે છે. બીજાને ખોટો ઉપદેશ આપી ખોટે માર્ગે ચલાવે છે. ભોળા મનુષ્યોને ભમાવી આ

ચક્કી રૂપી જગતમાં ફેરવે છે અને હઝારો જાતના કજીયા કંકાશો ઉભા કરે છે.

જે દિવસે આ જીવ આરંભવિના સ્થાવર રહે છે તે દિવસે તમારામાંથી કોનુ સામર્થ ચાલે તેમ છે. હે! કાન, આંખ, નાક, અને જીભ, નકામો ગર્વ શું કામ કરો છો? તમે તો કોઇ સંખ્યા ગણાય તેટલી વખતે જીવની સાથે ઉપજ્યા હશો, પણ હું તો અસંખ્યાત અને અનંત વખત ઉત્પન્ન થઇ છું. મારાવિના તો એકેન્દ્રીય જીવથી માંડીને પંચેદ્રીય સુધી કોઇને પણ એક ક્ષણ તો શુ પણ એક અંતર્મુહૂર્ત પણ ચાલે તેમ નથી. તમો ઉડીને મારા સામું શુ તકોબરી કરી રહ્યા છો?

નાક, કાન, આંખ અને જીભ! તમો શું મદમાં મદોન્મત થઇ છલકાઇ મલકાઇ રહ્યા છો? મારા સામું તો સર્વે શીર નમાવે છે તથા મારે ચરણે આવીને પડે છે.

જુઠી જુઠી સૌ કહે, સાચી કહે ન કોય,
બિન કાયા શું તપ તપે, મુક્તિ કહ થી હોય?
બાવીસ પરિસહ કઠણ જે, સહે મહા મૂનિરાજ,
કર્મ દહન કાયે કરી, પામે શિવપુર રાજ.

મોટા મોટા મુનિવરો, આચાર્યો, તપસ્વીઓ, અને સાધુઓ મારાવડેજ દુર્ધર તપશ્ચરણ કરી મુક્તિરૂપી શિવ

લક્ષ્મીને વર્યા છે અને મારાવડેજ ભવસાગરરૂપી સંસાર સમુદ્રમાંથી તર્યા છે.

વળી જમણા હાથથી ચાર પ્રકારનાં દાન (આહાર-દાન, અભયદાન, ઔષધદાન, જ્ઞાનદાન) આપી શકાય છે. આહારદાન આપવાથી ભુખથી વ્યાકુળ થયેલા જીવ શાંત થાય છે અને તેથી દાન દેનારને આશીશ આપે છે, તેથી પુણ્યનો બંધ થાય છે.

અભયદાનથી અથડામણમાં પડેલા જીવો શાંત થાય છે.

ઔષધદાનથી અનેક પ્રકારના વ્યાધિથી પીડાતા જીવો રોગ રહિત થવાથી સંસારિક અને ધાર્મિક કાર્યો કરવાને ઉત્સાહી બને છે અને જ્ઞાનદાનથી મૂઢ જીવો પણ સુધરીને સન્માર્ગે લાગી આ ભવ અને પરભવ બન્ને સુધારી શકે છે અને દાનદેનાર તેના પુણ્યફળે કરીને મૃત્યુરૂપી ફેરામાથી બચીને મહાન્ પદવી સિદ્ધગતિ પામવાને ભાગ્યશાળી થાય છે મુક્તિ મેળવવાને માટે મહાન તપશ્ચર્યા કરનાર મુનિરાજોને હાથવડેજ દાન આપી શકાય છે અને તેથી અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે તથા પાપરૂપી વળગેલા પલીતો પલાયન કરી જાય છે.

સંસારમાં સાચા સુખની આશા કરનારા પુરૂષો અને સ્ત્રીઓ પ્રથમ સરદાર તુલ્ય ગણાતું શીલવ્રત ધારણ કરે છે અને મારી સહાયતાથીજ એ મહાન વ્રત પાળી શકે છે અને તેથી અવિનાશીક સુખ પ્રાપ્ત કરી શકે છે.

કાયાવડેજ તપશ્ચર્યા કરી શકાય છે. તપવડે કાયાને કૃષ કરવાથી પારવિનાનું પુણ્ય ઉપાર્જન થાય છે. અને પુણ્યફળે સ્વર્ગનાં શ્રેષ્ઠ ગણાતા સુખો મળે છે અથવા ભવ ભ્રમણરૂપી ભયંકર ભય નાશ પામે છે.

"કાયા વિણ કિરીયા નહિં, કિરીયા વિણ સુખ નાંહિ"
"ભાવના ભાવે આતમા, તે બેઠો મુજ માંહિ"

શરીરની મદદ વગર કોઈપણ કામ થઈ શકતું નથી શરીરને વિષેજ આત્મા ઘર કરીને રહેલો છે અને અનેક પ્રકારની ભાવના ભાવે છે અને મારી સહાયતાથી ઇચ્છિત કાર્ય કરી શકે છે. મારા વિના સુખી થવાની આશા રાખનાર આકાશમાથી પુષ્પ મેળવવાની અભિલાષા રાખે છે.

સુદર્શનશેઠ કે જેઓએ અખંડ શીલવ્રત કાયાવડે સાચવી જગતમાં મહાન કીર્તિ મેળવી. રાણીના ખોટા આક્ષેપથી ભભેરાઈ રાજાએ એઓને અનેક પ્રકારના દંડ પ્રકાર કર્યા તથા સુળી ઉપર ચઢાવ્યા પરંતુ ધ્યાનમાં નિમગ્ન થયેલા અને શીળરૂપી સણગારથી સજ્જ થયેલા સુદર્શન શેઠે કાયાવડે પોતા ઉપર થતો પરિષહ અડગચિત્ત રાખીને સહન કર્યો, જેના ફળે મહાન પુણ્ય ઉપાર્જન કર્યું અને અંતે સિદ્ધગતિને પામ્યા.

ગજકુમાર મુનિ ધ્યાનમાં આરૂઢ થયેલા હતા અને અગ્નિના તાપવડે સ્પર્શેંદ્રી તપ્તમાન થઈ, છતાં કાયાવડે

મળ ઝરવાના છે, તેમાંથી રાત્રિ દિવસ મલીન પદાર્થનો ઝરો વહ્યાજ કરે છે, જેના સામું જોવાને પણ કોઇ ચાહતું નથી.

પગવડે વિના જોયે હજારો જીવજંતુઓનો ઘાણ નિત્ય કાઢે છે અને પાપનાં પોટલાં બાંધે છે. હાથવડે કોઇને માર મારીને સંતાપ ઉત્પન્ન કરે છે તો કોઈને ખોટી નિશાની બતાવીને ગોથાં ખવાડે છે. કામવિકાર ઉત્પન્ન કરનારી ઇન્દ્રીની મદદથી તું અસંખ્ય જીવોની પ્રતિજ્ઞા ભંગ કરાવે છે. શીલવ્રત નષ્ટ કરે છે, અનેકને દુખના દર્યામાં હોમે છે, લાખોને ફસાવે છે. કરોડોને ભિખારી બનાવે છે, અને ટુંકમાં કહું તો આ સંસારમા પારવિનાનાં કુકૃત્યો કરાવનાર તુંજ છે, છતાં પણ તું ખોટું અભિમાન કરી રહી છે તે જોઇ હું અજબ થાઉં છું.

તારૂં પેટ ભરવાને માટે પાંચ પ્રકારના જે મહાવ્રતો તેનો પણ વિચાર નહીં કરીને દરરોજ ભક્ષ્ય અને અભક્ષ્ય પદાર્થો તારા હોઝરામાં ભરે છે, તેના વડે હઝારો વિકાર ઉત્પન થાય છે અને જીવ દુખી થાય છે, તોપણ તું વ્યર્થ શુ કામ પુલાય છે?

વળી આ શરીરરૂપી ઝાડ દૃષ્ટિએથી જોતાજોતામાં એક ક્ષણમાં કરમાઇ જાય છે. અને તે વેળા તારૂં કાંઇ પણ પરાક્રમ ચાલતું નથી, તેમ છતાં પણ તું આટલી બધી

ગર્વમાં ગુલતાન બની ઉત્સાહમાં ઉછાળા મારે છે, તો તારા જેવી મૂર્ખ બીજી કોણ હોય તેનો મને વિચાર થાય છે!

સ્પર્શેન્દ્રીની લોલુપતામાં રાવણ જેવો મહાબળવાન રાજા સીતાને હરણ કરી ગયો અને તારે માટે અસંખ્ય કષ્ટ સહન કર્યા અને આખરે પાયમાલ થઇ રામચંદ્ર તથા લક્ષ્મણને હાથે હણાયો

સર્વે પશુઓમા મોટો ગણાતો અને રાજા જેવો ગજરાજ ( હાથી ) કે જે બળમા પણ અધિક ગણાય છે, તે પણ તારી સોબતને માટે કામવિકારની ઝવાળમા ગોથાં ખાતો બનાવટી હાથણીને ખરી સમજી ફસાઇ જાય છે અને સાંકળોવડે બંધાવું પડે છે અને મહાકષ્ટ સહન કરી જીંદગી કેદી જેવી ગુજારે છે, માટે હુ કમાંજ સમજ કે તું બુરાઇનું બારૂં અને ભુંડાઇનો ભંડાર છે.

તમારા બધાનો મુખ્ય સરદાર હું મનજ છું. મન રાજા, મન ચક્રવર્તી, મન પ્રધાન, મન શેઠ જે ગણો તે મનજ છે આ સસારમાં મનથી મોટો બીજો કોઇ હોય એમ હુ જાણુ તો નથી કે જોયો નથી.

જેટલા જીવો અને પદાર્થો આ સૃષ્ટિમા વિદ્યમાન છે, તે સર્વ મનની મદદથીજ જાણી શકાય છે. અષ્ટ કર્મ રૂપી મહાન શત્રુને પાયમાલ કરવાનું મનદ્વારેજ થઇ શકે છે,

તેથી હે ! મારા કિંકરો, મારી બરાબરી તમો કોઇ કરી શકવાના નથી.

મનથી દયા અને કરૂણાભાવ ઉત્પન્ન થવાથી હજારો જીવોનાં દુખ અને દર્દ દફે કરી સુખી કરાય છે અને તેથી અપાર પુણ્ય પ્રાપ્ત કરી શ્રેષ્ઠ સુખ મેળવવા ભાગ્યશાળી થવાય છે. મનથી આત્મા અને પરમાત્મારૂપી પરમ તત્વને જાણી શકાય છે, લખી શકાય છે. અને વિચાર કરી શકાય છે.

મનવડેજ કુલ સંસાર માત્રમાં પુદ્ગલરૂપી રથ ચાલી શકે છે અને મનજ એને હંકારીને લઇ જવામાં સારથી જેવુ છે. વળી આ પુદ્ગલ દરેક કાર્યો કરવામાં પ્રથમ મનનીજ જરૂર પડે છે, અને તેથી હુંજ ખરેખરો ઇન્દ્રીઓનો અને જીવનો પણ સલાહકાર મને ગણુ તો કાંઈ નવાઇ જેવું નથી.

મહાન પ્રચંડ યોધ્ધા સમાન ચાર ઘાતીયા કર્મનો નાશ થઈ શકે પરંતું મન કાંઇ નસાડયું નાશતું નથી મન ઇન્દ્રીયોનો રાજા છે અને ઇન્દ્રીયો મનની દાસી અથવા ગુલામડીઓ જેવી છે કેમકે જેમ મન નાચ નચાવે તેમ ઇન્દ્રીઓને નાચવુંજ પડે છે. આ વાત જગત્પ્રસિદ્ધ છે અને તેને શાસ્ત્રકારોએ ગ્રંથોમા વર્ણવેલી છે મુનિઓએ મોઢેથી જણાવેલી છે અને અન્ય સંસારી મનુષ્યો અનુભવથી

પણ જણાવે છે, એટલે મારે વધારે કહેવાની જરૂર નથી, પરંતુ એટલું તો હિંમતથી કહી શકું છું કે હીરાના મોં આગળ કાચ કોઇ દિવસ પણ બરાબરી કરી શકવાનો નથી, તેમ મારી સાથે ઇન્દ્રીયરૂપી દાસીઓ બરાબરી કરી શકવાની નથીજ.

આટલો સમય શાંત મુદ્રાના ધારણ કરવાવાળા, ન્યાયના શુદ્ધ સિંધ્ધાંતનું યથાર્થપણે અવલોકન કરવાવાળા અને સરળ પરીણામી મહાન તપસ્વી મુનિ મહારાજ શાંત ચિત્તથી સર્વેનું કથન શ્રવણ કરી રહ્યા હતા, તેઓ જેમ ન્યાયાશન ઉપરથી ન્યાયાધીશો ઇન્સાફ આપે તેમ વિચાર પૂર્વક બોલવા લાગ્યા અને સર્વ શ્રોતાજનો ઇન્દ્રીઓ તથા મનના ઝઘડાનો શું નિર્ણય થાય છે તેની રાહ જોતા સાભળવા લાગ્યા.

મુનિરાજ—હે નાક, કાન, આખ, જીભ અને સ્પર્શ ઇન્દ્રીઓ ! તમારૂ વિવેચન મેં વિસ્તારપૂર્વક સાંભળ્યું છે. તમે જો કે દરેક કાર્ય કરી શકો છો, આત્માને સુખચેનમાં રાખો છો તથા કેટલીક વખતે ધમકાર્યમાં પણ મદદ કરો છો, એ વાત ખરી છે પરંતુ તમારા દરેકના વિષય વાચ્છાના કાર્ય એવાં છે કે તમો જીવને દુખાડયા વિના રહેતા નથી. તમારી સગતથી જીવ અવશ્ય ફસાય છે, એ માં શક નથી. તમારી મિત્રાચારીમાં આ અમુલ્ય જીવ

જગતમાં ફરી ફરીને પાછો પડે છે અને જન્મ મરણ રૂપી મહાવેદના અને દુઃખ સહે છે અને તેમાંથી કદિપણ છુટા થવાનો વખત આવતો નથી.

નાકની સોબતથી ભ્રમરો હમેશાં ભટકયા કરે છે પુષ્પોની ઉપર ગુંજાર કર્યા કરે છે. ખાવા પીવાનું ભાન રહેતું નથી કમળ પુષ્પના ઉપર દિવસના તો ભમે છે, પણ જ્યારે રાત્રિએ તે બંધ થઇ જાય છે ત્યારે તેમાંજ બેસી રહે છે અને ગંધાઇ રહે છે અને કેટલીક વખતે મરણ પણ પામે છે. પણ ખુશબો લેવામાજ તલ્લીન બની રહે છે; એવી રીતે મનુષ્યો તથા બીજાં પ્રાણીઓ પણ નાકની સંગતથી અનેક કુકૃત્યો કરે છે અને પાપ બંધ કરે છે.

કાનની સોબત કરવાથી નમ્રસ્વભાવી, અને નિરઅપરાધી બિચારાં મૃગો, દુષ્ટ પારધીઓની કપટ જાળરૂપી મોરલીના નાદમાં ગુલતાન બની શ્રવણ કરવા આવે છે અને શ્રવણ ઇન્દ્રીની સંગતથી પ્રપંચમા પકડાઇ જાય છે અને કદિ છુટવા પામતા નથી તથા જીવ પણ ગુમાવે છે.

આંખની સંગતથી પતગીયાઓ દીપકને જોઇને ગાંડા જેવા બની જાય છે અને તેની આજુબાજુ ભમ્યા કરે છે અને વિષયમા તલ્લીન બનેલા દીવાને પકડવાની લાલચમાં પોતાનો અમુલ્ય પ્રાણ ગુમાવે છે. મનુષ્યો અને બીજાં પશુ પક્ષીઓ

પણ આંખથી કોઇ સારી અને મનહર વસ્તુઓ જોઇને તે મેળવવાની લાલચમાં અનેક અધમ અને અઘટીટ કાર્યો કરે છે અને ધારેલી વસ્તુ પ્રાપ્ત થતી નથી, તો મહાખેદ પામે છે અને દુઃખી થઇ પાપનો બધ કરે છે અને કેટલીક વખતે મૃત્યુ પણ પામે છે.

જીભની સોબતથી માત્ર એક ક્ષણભરના સ્વાદને માટે બિચારાં નિરઅપરાધી માંછલાઓ અને અન્ય જળચર પ્રાણીઓ, યમરાજ તુલ્ય પકડનારા દુર્જનોના કપટ જાળના ફંદમા ફસી જાય છે અને પ્રાણ ગુમાવે છે તથા મનુષ્યો પણ સમજશક્તી ધરાવતા છતાંપે રસના ઇન્દ્રીયની લાલચમા અભક્ષ્ય ભક્ષણ કરે છે તથા અનેક કુકૃત્યો કરી નર્કના બધ બાધે છે.

સ્પર્શ ઇન્દ્રીયથી વશ થયેલો પશુઓનો રાજા જેવો ગજરાજ પણ કામ વિકારથી પિડીત થઇ કૃત્રિમ હાથીણીને ખરી સમજી મદનની માયામા મસ્તાન બનીને દોડે છે, પણ જેમ દુર્જનની સોબતથી સજ્જનો ફસાય છે તેમ ફસાઇને પકડાઇ જઈ મહાકષ્ટ ભોગવે છે, ભુખ તરસ સહન કરે છે તથા રાત્રિ દિવસ સાકળથી બંધાયેલો રહે છે. મનુષ્યો તથા બીજાં પશુ પક્ષીઓ પણ કામ વિકારથી અંધ બની અનેક અધમ કાર્યો કરે છે અને પાપરૂપ પિશાચણીને વરે છે અને મહા કષ્ટના ભંડાર નર્ક કૃપમા પડે છે અને અનંત કાળ સુધી સડે છે

પાંચે ઇન્દ્રીઓની પ્રીતિ કરવાથી, અખંડ અને અવિનાશી અમુલ્ય આત્મા જયાં ત્યાં ફસાતો ફરે છે અને ઘોર દુઃખ સહન કરે છે અને અનંત કાળ સુધી આ જંજાળી જગત્માં ભ્રમણ કરી ભટકયા કરે છે, પણ કોઇ ઠેકાણે શાંતિ પામતો નથી અને જેમ જેમ ઇંદ્રીઓને વધારે તૃપ્ત કરે છે, તેમ તેમ વધારે દુખના સાગરમા ડુબે છે અને અઘટીત કાર્યો કરવામાં મન પ્રેરાય છે અને પરીણામે વિષયવાસનામા લીન થયેલો જીવ વિષયાંધ બની ઘોર કૃત્યો આદરે છે, કરે છે, કરાવે છે અને બીજા કરતા હોય તેને અનુમોદન આપી પાપના ઉંડા ખાડામાં પડે છે.

મુનિરાજના મુખથી આવાં ન્યાયયુક્ત વચનો સાંભળીને સભાજનો તો સંતૃષ્ટ થયા અને ઇંદ્રીયોને નિંદવા લાગ્યા કે ખરેખર ઇંદ્રીયોની સગતથીજ આત્મા નહીં કરવાં જેવાં કૃત્યો કરે છે અને મોક્ષરૂપ શીવ લક્ષ્મિને બદલે નર્કરૂપ પિશાચણીને વરે છે.

હવે આટલો સમય ઇંદ્રીયો જે પોતાના ગુણોનું વર્ણન કરી ફુલાઇ ગયેલી હતી, તે મુનિરાજના મુખથી પોતાના ઢગ જેટલા અવગુણો સાંભળી શરમાઇ ગઇ અને નીચેથી ઉંચું જોવાની શક્તિ પાંચેમાંની એકેની રહી નહીં અને તેમાં વળી અધુરામાં પુરૂં સભાજનો પણ અપમાનના

શબ્દ પ્રહાર ચલાવવા લાગ્યા, તે પણ સાંભળીને ઓર વધારે લજ્જાયમાન થઇ ગઇ અને હોંસકોસ ઉડી ગયા. મુનિરાજે વિવેચન આગળ લંબાવ્યું અને કહેવા લાગ્યા કે—હે ઇન્દ્રીયો, તમારે એકદમ નીરાશ થવાનું કાંઈ કારણ નથી કેમકે તમારી મદદવડેજ મન દરેક કાર્ય કરી શકે છે તે પછી સારૂં હોય કે નરસું હોય એકલું મન એક પણ કાર્ય કરવાને સામર્થ્યવાન નથી, પરંતુ તમોને દોરવવાને પ્રથમ મનનીજ ખાસ મદદ છે મનનાં દરેક કાર્યનુ ચીંતવન કર્યા વિના તમો એક ડગલું પણ આગળ ભરી શકો નહીં, તેથી તમારો સર્વેનો મુખ્ય સરદાર મન છે એમ કહેવામાં જરા પણ હરકત જેવુ નથી.

મનને તમારો રાજા ગણો તો રાજા છે, સરદાર ગણો તો સરદાર છે, શેઠ ગણો તો શેઠ છે અને સારથી ગણો તો સારથી છે, કેમકે તમો તો બેસી રહો છો. જેમ મન તમોને દોરવી લઇ જાય છે તેમ તમો જાઓ છો; મન આઠે પહોર (રાત્રી દિવસ) નવી નવી પ્રેરણા કર્યા કરે છે, અને તે વિચારને અનુસરીને નવા વિકારો ઉત્પન થાય છે, તેથી વિષય વાંચ્છના વધે છે અને વિષયમા લીન થયેલું મન તથા તમો નહીં કરવા જેવાં અધમ કાર્યો છાકટની માફક કરી દો છો, જેનું તમોને લેશમાત્ર પણ ભાન તે વખતે રહેતુ નથી પાછળથી મન ગમે તેટલો પશ્ચાતાપ

કરે. પણ કર્યાં કર્મ કાળાંતરે પણ ભોગવ્યા વિના છુટકો થતો નથી.

મન અને ઇન્દ્રિઓને વશ પડવાથી ચેતન મૂર્તિજીવ આ જંજાળરૂપી જગતની ભ્રમણામાં વારંવાર પડયા કરે છે અને તેથી કરીને તેઓ શીવપુરમા વાસ કરવાને માટે કદિ પણ લાયક બની શકતા નથી.

મનની થયેલી બુરી ઇચ્છાઓને રોકીને અનિષ્ટ કાર્યો કરવાથી દુર રહેવામાં આત્માએ ઇન્દ્રિઓને કામે લગાડવી જોઇએ અને રાગ દ્વેષ નામના દુષ્ટમિત્રો સાથેથી દોસ્તી છોડીને પરમાત્મા નામના પરમ કલ્યાણ કરવાવાળા મિત્ર સાથે સ્નેહ કરવામાં ચિત્તને હમેશા ચોંટેલું રાખવું જોઇએ

ઇન્દ્રિઓ સાથે મિત્રતા રાખીને આત્મા દુસાઈ રહેલો છે, તેમા વળી ક્રોધ કષાય નામના અતર મિત્રો પુઠ છોડતા નથી. તેની સાથે બાંધેલો સ્નેહ તોડી નાંખી આત્મા અલિપ્ત રહે અને ક્ષમા, માર્દવ. આર્જવ. સત્ય, શૌચ, સંયમ, તપ, ત્યાગ, આકિંચન અને બ્રહ્મચર્ય એવા શ્રેય સાધક મિત્રો સાથે મિત્રતા કરે અને પછી પોતાનું કાર્ય આગળ લંબાવે, તો કદિપણ ધારેલી ઇચ્છાઓ પરિપૂર્ણ થયા વિના રહે નહીં. વધારે શું કહું ? હે ! મોહ માયાના મદમાં મસ્તાન બનેલા મન તથા ઇન્દ્રિઓ ! તમો જો આત્માના

ખરા મિત્ર હો અને આત્માને ખરે માર્ગે લગાડી કલ્યાણ કરવા ચાહતા હો તો હું તમોને કહું છું કે તમો ફક્ત છેલ્લા એકજ વિચાર ઉપર આવો અને આડા અવળા વિષય વાસનાના વિચારોથી દુર રહો. અસત્ય ભાષણ કરવાની, અભક્ષ્ય ભક્ષણ કરવાની, બીજા જીવોને તુચ્છ સમાન ગણી તેમને દુઃખ દેવાની, પારકી વસ્તુ મને પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરવાની, પરસ્ત્રી સાથે વિષય ભોગ કરવાની, અને તમોને જરૂર ન હોય એવા પદાર્થોની પ્રાપ્તિ કરવાની લાલસાઓને રોકો, અને તમારી ખોટી લાગી રહેલી ટેવોને તીલાજલી આપો, અને એકજ બાબતમાં મંડયા રહો, પરમાત્માને ઓળખો અને તેમનું ધ્યાન કરો કે જેથી સંસાર સમુદ્રમાથી અથડાતા ઉગરીને પારને પામશો.

મુનિરાજને મોઢેથી પોતાનો ઇન્સાફ સાંભળી મનરાજ જે ગર્વમા ગોથાં ખાતા હતા તે આભાજ બની ગયા, અને આશ્ચર્યમા ગરકાવ થઈ ફીક્કા ફસ પડી ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે--"આજદિન સુધી તો હું એમજ જાણતો હતો કે મારાસમાન શ્રેષ્ઠ કોઇ દુન્યામાં છેજ નહીં. ઈન્દ્રિઓ તો મારી ગુલામડી છે, એ વાત તો કેટલેક ભાગે સત્ય નીવડી છે, પણ હું પોતેજ એટલો બધો અવગુણનો ભંડાર છું એવી લેશ માત્ર પણ ખબર મને નહોતી અને હુંજ શેખચલ્લી જેવા નકામા વિચારના

વહાણુ દોડાવી આત્માને પાપના બંધમાં સપડાવુ છું, એવી મને સ્વપ્ને પણ જાણુ નહોતી. મનમાં ખોટા ખોટા તર્ક વિતર્કો દોડાવી પળે પળે પાપનાં પોટલાંમાં વધારે વધારે બોજો ચેતનને બંધાવું છું. એવો ખ્યાલ મને કદિ પણ આવ્યો નહોતો આ તો મારે લીધે મારો વિશ્વાસુ મિત્ર ચેતન નકામો ફસાયો જાય છે. ખેર! જે થઈ તે ખરી. "ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો" એ કહેવત મુજબ ગયાનો અફસોસ છોડી દઇ હોય તેને સાચવવું

આમ વિચાર અને પ્રશ્ચાતાપ કરતો મનરાજ શરમાતે દિનવદને મુનિરાજના સન્મુખ આવીને આજીજીથી કહેવા લાગ્યો કે—હે કરૂણાનિધાન, દયાના સાગર, ભુલા પડતા પથિકોને ખરે માર્ગે લગાડનારા, મારા જેવા ગવિષ્ટોને તપોબળ વડે વશ કરનારા, પરમ ક્ષમાવાન દેવ! મારો અપરાધ ક્ષમા કરો અને મને જણાવો કે પરમાત્મા તે કોણ છે? તે ક્યાં રહે છે અને અમારા જેવા પામર અને અજ્ઞાનોને કેમ સુખી કરી શકે છે તે વિસ્તારપૂર્વક મને સમજાવો કે જેથી કરીને અમારો અજ્ઞાનરૂપી અંધકાર દુર થઈ જ્ઞાનનો પ્રકાશ પ્રગટી નીકળે અને અમો સુખી થઇએ. અમો આજદિન સુધી તો ફકત આત્માને ઓળખતા હતા અને જાણુતા હતા કે આત્મા હૃદયમાં રહે છે અને અમે જેમ ચલાવીએ છીએ તેમ ચાલે છે, પણ જ્યારે

આપ હુમોને એમજ કહો છો કે તમો પરમાત્માને ઓળખો તોજ ખરેખરૂં અખંડ અને અવિનાશીક સુખ પ્રાપ્ત કરી શકસો, ત્યારે મનમા પુરેપુરી ચટપટી ચાલી રહી છે કે પરમાત્મા તે વળી કેવા હશે અને તેને કેમ શોધી કહાડવા, વગેરે જુદા જુદા વિચારો ક્ષણે ક્ષણે ઉત્પન થયા કરે છે, માટે હે પરમજ્ઞાની પ્રભુ ! મને સત્વર સમજાવો કે પરમાત્મા તે કોણ અને કેવા છે ?

મુનિરાજ—હે મનરાજ ! તું આટલો સમય અજ્ઞાનમાંજ અથડાઇને આટલો બધો બેસડાઇ મારી આ બડાઇના થેલા ખાલી કરતો હતો, પરંતુ તને પોતાનેજ હવે જ્યારે જણાયું છે. તુજ પોતે પશ્ચાતાપ કરે છે અને પરમાત્માને પીછાનવાની જીજ્ઞાસા ધરાવે છે, તો હવે હું ધારૂ છું કે તારા ઉદયનો વખત જરૂર પાસે આવ્યો હોવો જોઇએ એમા શક નથી પ્રશ્ચાતાપ વિના પાપનો નાશ નથી, ઉલટ વિના ઉદય નથી અને શોધન વગર પ્રાપ્તિ નથી. તેવી રીતે હવે તું જ્યારે ઉલટથી પ્રશ્ચાતાપ કરી પરમાત્માની શોધ માટે ઉત્કંઠા રાખે છે, તો હું તને ટુંકમા કહું છું તે ધ્યાનપૂર્વક શ્રવણ કર

પરમાત્મા એટલે પરમ+આત્મા જે સર્વ આત્મા અથવા ચૈત્યન તત્વમાં સર્વોત્કૃષ્ટ છે, જેણે રાગ દ્વેષ નામના દુષ્ટ શત્રુઓને જ્ઞાનરૂપી તીવ્ર ખડગ્‌વડે દુર ખસેડયા છે, પર

દ્રવ્યથી જે જુદો છે, જે કોઇ પ્રકારના વિકારને પામેલો નથી, અને જેનો કોઈ કાળાંતરે પણ નાશ નથી, જે અનંત ગુણે કરી યુક્ત છે, જે કદિ વધતો નથી તેમ કદિ ઘટતો પણ નથી અને એવો આત્મા પાંચ વર્ણમાં નથી, પાંચ રસમા નથી, બે ગંધમાં નથી, આઠ સ્પર્શમાં નથી. પરંતુ જે દ્રવ્યના ગુણોનો જાણકાર છે, અને તેના ઉત્પન્ન થવાના અને નાશ થવાના વખતનો જાણીતો છે, તેજ અવિનાશી આત્મા તે પરમાત્મા છે.

જે આત્મા હ્રદય વિષે હમેશાં નિવાસ કરે છે અને જેને આપણે ચૈતન્ય (ચેતન) કહીએ છીએ તે અને પરમાત્મા એ બંને એકજ દ્રવ્ય પર્યાય છે, પરંતુ તેમાં ત્રણ પ્રકાર પડેલા છે. ૧ બહિરાત્મા, ૨ અંતરાત્મા, ૩. પરમાત્મા.

બહિરાત્મા કોને કહીએ છીએ કે જેણે બ્રહ્મ સ્વરૂપને જાણ્યું નથી, એટલે જ્ઞાનરૂપી દીવો પ્રગટ થયો નથી, પર દ્રવ્યમાજ હમેશાં મગ્ન રહે છે અને જે અનુપમ મિથ્યાવંત છે, એટલે દેવ, ગુરૂ અને ધર્મને જાણતો નથી, પીછાનતો નથી અને જાણવાની અભિલાષા પણ કરતો નથી.

અંતરાત્મા કોને કહીએ કે જે સમ્યગદ્રષ્ટી હોય, એટલે જેનામાં ધર્મની રૂચી ઉત્પન્ન થઇ હોય, સરળ પરિ-

ણામ થયાં હોય, નિર્મળ ગુણાત્મક રૂપ સ્વભાવ ઉત્પન્ન થયો હોય, ધર્મ અને અધર્મનું ભાન થયું હોય અને જેને મોક્ષરૂપી મેહેલ ઉપર પોહોચવાની અભિલાષા હૃદય વિષે પેદા થઇ હોય તે. અને તેવા જીવો ચોથા ગુણસ્થાનથી બારમા ગુણસ્થાન સુધી જઇ શકે છે.

પરમાત્મા કોને કહેવાય છે કે જેને શુદ્ધ સ્વભાવ પ્રગટ થવાથી બ્રહ્મપદ પ્રાપ્ત થયું હોય, કર્મ રૂપી મહાન્ શત્રુઓ પકડેલી પુઠ છોડી પલાયન કરી ગયા હોય, લોકા લોકના સર્વ પ્રમાણ જેના હૃદય વિષે ઝળકી રહ્યાં હોય, કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું હોય, રાગ, દ્વેષ, ક્રોધરૂકષાય, માન, માયા વીગેરે નષ્ટ થઇ ગયાં હોય, જન્મ મરણરૂપી અથડામણનો ભય જેને દુર થયો હોય, અને જેને આ સંતાપ જનક સંસારરૂપી ખાડામા આવીને નિવાશ કરવાનો વખત ફરીથી કોઇ કાળે પણ પ્રાપ્ત થવાનો નહીં હોય, એવો અવિનાશી અને અવિકારી આત્મા તેજ પરમાત્મા છે.

એને આપણે અર્હંત કહીએ છીએ, વીતરાગ કહીએ છીએ કે પરમાત્મા કહીએ છીએ, જ્યારે બીજા કેટલાક મતાવલંબીઓ એને વિષ્ણુ, બ્રહ્મા, મહાદેવ, શીવ, પરમેશ્વર, ઈશ્વર, નારાયણ, જગદીશ, જગન્નાથ વીગેરે જુદા જુદા નામોથી પીછાને છે, પરંતુ તે બીજો કોઈ નથી, પણ

પરમ સ્વરૂપ શુદ્ધ ગુણયુકત પરમાત્મા એકજ છે અને જેનું તેજ સર્વ વ્યાપક છે.

આત્માનો બહિરાત્મ સ્વભાવ નાશ થવાથી અંતરાત્મા થાય છે અને અંતરાત્મા સ્વભાવ નાશ થવાથી એટલે ક્રમે ક્રમે તજી દેવાથી પરમાત્મા થઇ જાય છે પરમાત્મા તે પણ આત્માજ છે બીજુ કાંઇ નથી. પરમાત્માને પીછાનવાથી અને તેનું સ્મરણ કરવાથી આત્મા પરમાત્મા થઇ શકે છે.

આત્માનો મુળ સ્વભાવ અને સ્વરૂપ તે નિર્મળ અને તેજમય છે, પરંતુ મોહરૂપી મેલની રજકણો આસપાસ ફરી વળવાથી ઝાંખો પડી જાય છે અને તેથી કાંઇ સુઝતું નથી, પરંતુ જે ક્ષણે મોહરૂપી મેલ તથા રાગ, દ્વેષ. લોભ આદીક નાશ થાય છે કે તતક્ષણ પોતે પોતાની મેળેજ પ્રકાશી નીકળે છે. આત્મા તેજ પરમાત્મા અને પરમાત્મા તેજ સિદ્ધ છે. શરીરને વિષે રહેલો આત્મા પણ તેજ છે અને સિદ્ધને વિષે રહેલો આત્મા પણ તેવોજ છે.

શરીરમાં આવી રહેલો આત્મા કર્મ મળથી લિપ્ત હોવાથી એટલે કર્મનો દેવાદાર હોવાથી જેમ કર્મ નચાવે તેમ નાચવું પડે છે, પરંતુ કર્મનું દેવું પુરૂ થવાથી (એટલે દેવાની દુગ્ધા પુરી થવાથી જેમ રિદ્ધિ મેળવી શકાય છે

તેમ) આત્માને જ્ઞાનની રિદ્ધિનો સંગ્રહ થઇ સિદ્ધ ગતિ પ્રાપ્ત થઇ શકે છે. આત્માને કર્મરૂપી મહાન શત્રુ નિરંતર પુંઠે લાગેલો રહે છે, તેનાથી દુર નાશવું અને તેનો સ્પર્શ નહીં થવા દેવો એજ મુખ્ય કાર્ય છે કર્મનો સ્પર્શ થતાંજ આત્મા મેલો બની જાય છે જેવી રીતે સફેદ વસ્ત્રને મજી-ઠનો પાશ લાગવાથી રંગ બદલાઇ જાય છે, તેવી રીતે આ ત્માને કર્મના અનુચરો રાગ અને દ્વેષનો પાસ લાગવાથી મેલો થઈ જાય છે, અને તેથી જ્ઞાનરૂપી પ્રકાશ પ્રગટ થતો નથી હવે એ કર્મરૂપી દુષ્ટ શત્રુને જીતવો એ જોકે મહાન કઠિન કાર્ય છે અને એને જીત્યા વિના આત્મા પોતાની મૂળ ગતિને પામી શકતો નથી એ વાત નિસં દેહ છે, જેવી રીતે એક ભુલા પડેલા મુસાફરને પોતાને મુળ વતન જવાની અભિલાષા હોય છે અને ત્યાં ગયા વિના તેનો આત્મા સંતોષ પામતો નથી, તેવીજ રીતે આ સંસાર રૂપી ભવ અટવીમા ભુલો પડેલો અને કર્મના બંધનથી જકડાયલો આત્મા છુટો થવાને અને મોક્ષનું સર્વોત્તમ સુખ મેળવવાને આકાંક્ષા રાખે એ કાંઇ નવાઇ જેવુ નથી અને એવી ભાવના આત્માને નિરંતર રાખવીજ જોઇએ

હવે એ રાગ દ્વેષ નામના બળવાન યોદ્ધાઓને જીતવા માટે જ્ઞાન, ધ્યાન, દાન અને વિવેક એવા મહા શાંત સ્વ ભાવી દીર્ઘદર્શી સુભટોને સંસારરૂપી રણક્ષેત્રના મેદાનમાં

મુકવા જોઇએ. જેમ આતશબાજીના દારૂનો મોટો ઢગલો એક માણસ ઝટ ઉઠાવી શકતો નથી, પણ જો એક નાની ચીણગારી તેમાં અગ્નિની લાગે તો તરત એક ક્ષણવારમાં ઉડી જાય છે તેવી રીતે રાગદ્વેષના સંગ્રહ કરેલા કર્મરૂપી મહાન ઢગલાનો જો નાશ કરવો હોય તો નિશ્ચળ ધ્યાનરૂપી અગ્નિ પ્રજવલીત કરો અને પછી જુઓ કે તેઓ પોતાની મેળેજ નાશભાગ કરે છે કે નહીં.

હે મન'' તું જો કે આત્માનો નિકટનો સાથી છે. તારા વિના આત્મા પણ કોઈ કાર્ય કરી શકતો નથી હરેક કાર્યમા મનની પ્રથમ જરૂર હોય છે. તું જે મોટાઇ તારી માને છે તે મોટાઇ તારામા છે, પરંતુ તે કર્મના પ્રતાપથી ઢંકાઈલી રહે છે અને તેથી તને ખોટી મતિ સુઝ્યા કરે છે; ને તારા ખોટા અભિપ્રાય પ્રમાણે આત્મા વર્તે છે, તેથી આત્માનું સર્વોત્તમ રાજ્ય ઉંધું વળે છે, જેવી રીતે રાજાને સારા પ્રમાણીક અને જ્ઞાની પ્રધાનની જરૂર હોય છે અને પ્રધાન ચલાવે તેમ ઘણા રાજાઓ ચાલે છે. જો પ્રધાન અજ્ઞાની, અત્યાચારી, ક્રોધી કે લાલચુ હોય તો તેના રાજ્યની ખરાબી થાય છે અને પ્રમાણીક અને વિચારવંત હોય તો રાજાને સારી સલાહ આપી રાજયને સુધારે છે, માટે હરેક રાજાઓએ મંત્રીઓને વશ થઈ જવું જોઈએ નહિં, પણ તેઓને પોતાના કાબુમાં રાખવા જોઇએ, તેવીજ રીતે

આત્માએ મનને વશ કરીને કાર્ય કરવું જોઇએ અને મનના ખોટા વિચારોને જાણવા જોઇએ અને તેવા વિચારો પ્રમાણે વર્તન કરતાં અટકવું જોઇએ.

આત્માનું મુળ સ્વરૂપ તેજમય આકાર વિનાનું અને નિર્મળ છે. પણ કર્મે કરીને ચીકાશમય થઈ જવાથી તેના ઉપર વધારે ને વધારે કર્મમળની રજકણો ચોંટયા કરે છે અને દિનપ્રતિદિન વધારેને વધારે મલિનતાને પામતો જાય છે પરંતુ એ લાગેલી મલીન રજકણો દુર કરવાને આત્માએ મનને કાબુમાં રાખીને દાન, શીળ, બ્રહ્મચર્ય, તપશ્ચરણ વીગેરે શુભ આચરણો આચરવાથી નવિન રજકણો ચોટતી અટકશે અને પુણ્યના પ્રભાવથી પાછો પૂર્વની સ્થિતિએ પહોચવાને લાયક પવિત્ર થશે

આત્મા એજ પરમાત્મા થઇ શકે છે અને હ્રદયને વિષે રહેલો આત્મા પણ પરમાત્મા સ્વરૂપજ છે, બીજો નથી. હે મન! તું શું કરવા ખેદ કરે છે? એ મલિન થયેલા આત્માને પાછો નિર્મળ તેજમય બનાવવો એ તારૂજ કામ છે. તારી સારી સલાહ અને મદદનીજ ફક્ત એને જરૂર છે તું અને તારી આજ્ઞાકારીણી પાચેઇન્દ્રીઓ હળી મળીને દરેક કાર્ય કરો, ખોટા વિચારો દુર કરો, વિકારો ઉત્પન્ન થતા હોય તેને રોકો, વ્રત, નિયમ, ઉપવાસ, તપશ્ચર્યા વિગેરે કાર્યોમા તમોને કષ્ટ આવે તો શાંતતાથી સહન

કરો, પરિણામ બગાડો નહીં. તમારા ક્ષણીક સુખને માટે આત્માનું અખંડ સુખ મળતું નાશ ન કરો. જ્યાંસુધી તમો સ્વાર્થ ત્યાગ કરશો નહિ, ત્યાંસુધી આત્માનું કદિ-પણ કલ્યાણ થવાનું નથી. તમો સ્વાર્થી અને અવિચારી થવાથીજ આત્માનુ હિત બગડે છે. તમો તમારા એવા વિપરીત ગુણો દુર કરો અને પરમાર્થમાં પ્રેરાઓ તો તમારે માથે લાગેલું દુષ્ટતાનું કલંક તત્કાળ દુર થયા વિના રહે નહિ માટે હે મન!! તું સદાએ સદ્વર્તનમાં પ્રવર્તન કર અને ખોટા દૃષણયુકત વિચારો દુર કર.

મુનિરાજના આવા આવા અમુલ્ય વિચારો અને દ્રષ્ટાંતો સાભળી મનરાજ મનમા બહુ પસ્તાવા લાગ્યો અને વિચારવમળમા ગોથા ખાવા લાગ્યો તથા પોતાને બહુ નિંદવા લાગ્યો તથા મુનિરાજના મુખથી સાભળેલા ઉપદેશરૂપી રત્નોનું વારંવાર સ્મરણ કરવા લાગ્યો તથા કરેલાં ખોટા કાર્યોનો પશ્ચાતાપ કરી ફરીથી એવું અવિચારી કૃત્ય નહિં કરૂં એવી ભાવના ભાવવા ઉત્કંઠીત થયો.

મન તથા ઇન્દ્રીઓ દીનવદને મુનિરાજની સમીપ ગયા અને પોતાના ગુન્હા કબુલ કરી, સાષ્ટાંગ નમસ્કાર કરી કહેના લાગ્યા કે હે પ્રભુ! તમારા સંસર્ગથી હમોને આજે અનેક લાભો પ્રાપ્ત થયા છે. હમારા જડ ઘાલી બેઠેલા મિથ્યા વિચારો દુર થવા પામ્યા છે તથા

તમારા ઉપદેશના અમુલ્ય અક્ષરો હમારા હૃદયમાં સારી રીતે ઝામ્યા છે હમોને પૂર્વનાં કરેલાં કૃત્યોનો બહુ પ્રશ્ચાતાપ થાય છે. હે કરૂણાસાગર! દયાના ભંડાર! તમોએ હમારા ઉપર આજે બહુ ઉપકાર કર્યો છે કેમકે તમારો આવો તીક્ષ્ણ બાણરૂપી ઉપદેશ સાંભળ્યો નહિં હોત, તો હમો અજ્ઞાનીઓ અંધકારમાં વિના દીપકે અથડાયા કરત અને કદિપણ વિષયરૂપ ઉંડી ખાઈમાંથી નીકળવાનો વિચાર હમોને આવત નહિં. પ્રથમ હમોને તમારાં ખરા વાકયો કડવા ઝેર જેવાં લાગ્યાં, પણ પાછળથી હમારૂ જડપણું દૂર થવાથી તેજ વાકયો અમૃતસમાન ભાસવા માંડયા અને હવે તે સદ્વાક્યો હમારા હૃદયમા ઘર કરીને બેઠાં છે આજે હમારા મૂર્ખ અને કઠોર હૃદયમાં જ્ઞાનનું બીજ રોપાયું છે અને હવે ક્રમેક્રમે તે સંપૂર્ણ ફળદાયી નીવડશેજ એવી હમોને ઉમેદ છે

મુનિરાજે જોયુ કે મારા કરેલા ઉપદેશની અસર મન તથા ઇન્દ્રીઓ ઉપર સચોટ થઈ છે, કેમકે હવે તઓ પોતાના મુખથીજ પોતાની અલ્પજ્ઞતા કબુલ કરે છે તથા આગળના કરેલા ગર્વનો તથા દુષ્કર્મોનો પ્રશ્ચાતાપ કરે છે, તો હવે તેઓ જરૂર સુધરશે એમ આશા બંધાય છે.

મુનિરાજના મુખથી ઇન્દ્રીઓનો અદલ ઇન્સાફ સાભળી સર્વે શ્રોતાજનો વાહ!! વાહ!! અને જય! જય!! ના

પોકાર કરવા લાગ્યા અને જૈન ધર્મની જય, વીતરાગ પ્રભુની જય, સરસ્વતિ માતાની જય વિગેરે સદ્વાક્યો ઉચ્ચારતા ઉચ્ચારતા સર્વે સભાજનો વીખેરાઇ ગયા અને પોતપોતાને મુકામે ગયા, તેમજ પરમપુજ્ય શાંતપરિણામી મુનિમહારાજ પણ ધ્યાનમાં તલ્લીન થયા.